# શ્રી સયાજી ગીતાવળી

અથવા

નામદાર મહારાજા શ્રી સયાજીરાવની નવસારી
ખાતેની પધરામણીઓ વેળા, તેમજ તેઓના
રાજ્યાભિષેક વગેરે માંગલીક પ્રસંગોએ,
નવસારીની સ્કુલો તથા કન્યાશાળાઓના
અને બીજા મેલાવડાઓમાં, તે તે પ્રસંગો
માટે ખાસ જોડીને ગવડાવવામાં
આવેલાં ગરબા ગીતોનો સંગ્રહ.

—→∞←—


બનાવનાર

જમશેદજી બમનજી કુરામેરાજ.





છપાવી પ્રગટ કરનાર

દાહ્યાભાઈ દેવશંકર.

નવસારી મહેલાતની સરજવાસી સર જમશેદજી જીજીભાઈ
કન્યાશાળાના વડા શિક્ષક.

—→←—

મુંબઈ મધે

ચંદનવાડી—નંબર ૧૮૧ વાળા મકાનમાં,
મુંબઈ વર્તમાન પ્રેસમાં છાપીઓ.

સંવત ૧૯૫૪—સને ૧૮૯૮ ઈસ્વી.

કિંમત આના ચાર.

# શ્રી સયાજી ગીતાવળી.

અથવા

નામદાર મહારાજા શ્રી સયાજીરાવની નવસારી
ખાતેની પધરામણીઓ વેલા, તેમજ તેઓના
રાજ્યાભિષેક વગેરે માંગલીક પ્રસંગોએ,
નવસારીની સ્કૂલો તથા કન્યાશાળાઓના
અને બીજા મેલાવડાઓમાં, તે તે પ્રસંગો
માટે ખાસ જોડીને ગવડાવવામાં
આવેલાં ગરબા ગીતોનો સંગ્રહ.



બનાવનાર ૬૮૯૧

**ખરશેદજી બમનજી ફરામરોજ.**



છપાવી પ્રગટ કરનાર

**ડાહ્યાભાઇ દેવશંકર,**

તે નવસારી મહેરબાનના સ્વર્ગવાસી સર જમશેદજીવાલી
કન્યાશાળાના વડા શિક્ષક.




**મુંબઈ મધે**

ચંદનવાડી—નંબર ૧૪૧ વાલાં મકાનમાં,
મુંબઇ વર્તમાન પ્રેસમાં છાપીછે.



સંવત ૧૯૫૪—સન ૧૮૯૮ ઈસ્વી.


કિમ્મત આના ચાર.

# ઉપોદ્ઘાત.

અમારાં વડોદરા રાજ્યના પ્રજા પ્રિય લોકરક્ષી મહારાજા સાહેબ નામદાર શ્રી સયાજીરાવ જ્યારે જ્યારે અમારી નવસારી નગરીમાં પધરામણી કરતા, તથા તેઓના રાજ્યાભિષેક કે તેવા બીજા માંગલીક પ્રસંગો જ્યારે જ્યારે બનતા, ત્યારે ત્યારે તે પ્રસંગોને અનુકૂલ એવાં ગાયનો નવસારીની સ્કૂલો તથા કન્યાશાળાઓ તેમજ પ્રજા તરફના મેલાવડાઓ કિંવા સભાઓમાં ગવડાવી, જેમ મહારાજા શ્રીનો આદર સતકાર કરવામાં આવતો, તેમ પોતાના રાજ્યકર્તા તરફનો જન ભક્તિભાવ પણ દાખવવામાં આવતો હતો. એ ગાયનોની શિરૂવાત લગભગ પા સદીની લાંબી મુદતપર, એટલે છેક ઇસવી સન ૧૮૭૫, કે જે વર્ષમાં નામદાર શ્રી સયાજીરાવનાં પણોતાં પગલાં પહેલ વહેલાં વડોદરા રાજ્યનગર મધ્યે આવ્યાં, ત્યારથી થયલી છે, અને તે અદ્યાપિ પર્યંત ચાલુ રહેલી છે. એ સર્વ ગાયનો તે સ્કૂલો, કન્યાશાલાઓ, તથા સભાઓના લગતા વલગતા ગૃહસ્થો, તેમજ અમલદારોની વિનંતીથી અમારા નગર બંધુ શેઠ ખરશેદજી બમનજી ફરામરોજે રચેલાં છે, કે જે ગૃહસ્થ આ પ્રકારનાં કાર્યમાં નિપૂણ હોઇને, ઉપલી મુદતથી પણ ઘણાં વર્ષ અગાઉ, એટલે લગભગ જ્યારથી નવસારીમાં કેળવણી તથા સુધારાનું મંડાણ થયું ત્યારથી, જેમ નવસારીનાં વિવિધ કેળવણી ખાતાંઓમાં મેલાવડા વગેરે માટે પ્રસંગોપાત ગાયનો આદી પદ્યો જોડવા તથા શિખાડવાને, વિના સ્વાર્થે સહાય થતા આવ્યા છે, તેમ રાજવંશીઓ તથા મોટા ઓધેદારોની પધરામણીના કિંવા બીજા માંગલીક પ્રસંગાનુસાર પણ કાવ્ય કાંતો સંગીત જોડી આપી ઉતેજન દેતા રહ્યા છે. આ ચોપડીમાંનાં તથા એ પ્રકારનાં બીજાં તેમનાં ગાયનો નવસારીમાં તેમજ બીજે ઠેકાણે હજુ પણ જોકે હોંસથી ગવાય છે, તથાપી તે મલવાની કશી જોગવાઇ કિંવા સવળતા ન હોવાથી ઘણાં શોકીન સજ્જનોને નિરાશ થવું પડે છે. તે કારણે, તેમજ એવાં રાજ્ય ભક્તિનાં તથા એતીહાસિક ગાયનોને જાળવી રાખવાના હેતુથી, તેમને આ ચોપડી રૂપે હવણાં છપાવી પ્રસિધ કરવાની મેં તક હાથ કરી છે, કે તેથી જેમ અમારા માયાળુ મહારાજા શ્રીનાં નામ તથા કાર્યોનું સ્મરણ તેમની રાજ્યભક્ત પ્રજા વચ્ચે વિશેષ થતું રહે, તેમ એના એકમાર્ગી કર્તાનો શ્રમ પણ ફલીભૂત થાય.

**ડાહ્યાભાઇ દેવશંકર,**
પ્રગટ કર્ત્તા.

નવસારી, નોવેમ્બર ૧૮૯૮.

# શ્રી સયાજી ગીતાવળી.

## નામદાર મહારાજા સયાજીરાવ પહેલવહેલા વડોદરે પધાર્યા તેની ખુશાલીમાં જોડેલું અને નવસારીની શાળાઓમાં ગવાયલું ગીત.

ઝંજોતી—૫૯.

રાહ—"શુધીઆણી ફુલ ભણી નરનારી ભણોરે."

પ્રજા વહાલા, શકતીવાળા, મહારાજા આવ્યારે,
ખોલતા ખુશીના દરવાજા આવ્યા.—ટેક.
વડોદરા ઠામે—સયાજીરાવ નામે,
હાંરે કામો પ્રજા લાભનાં કરતા તાજા આવ્યારે.—ખો૦ ૧
ન્યાય સલાહથી—વીદ્યા કલાથી,
હાંરે રાજના સાંધા કરતા સમાસાજા આવ્યારે.—ખો૦ ૨
રાજ સુધારો—ધનનો વધારો,
હાંરે લુચ્ચા ખટપટયાના તોડતા હાંજા આવ્યારે.—ખો૦ ૩
લેવા કેળવણી—કહાડે વેળા ઘણી,
હાંરે હીણુતા વ્યસન કુલે ભાંગ ગાંજા આવ્યારે.—ખો૦ ૪
તમ શુભ પગલે—આ રાજ્યમાં,
હાંરે કાબેલ અપક્ષ અમલદારો ઝાંજા આવ્યારે.—ખો૦ ૫
જીવી ઘણાં વર્ષ—પામી "ખુરશેદી" જશ,
હાંરે જોજો ફતેહ તમ, જેમ ફતેહ જોતા આવ્યારે—ખો૦ ૬



## નામદાર મહારાજા સયાજીરાવ પેહલ વેહલા નવસારી આવ્યા તે વેળા તેમનાં માનમાં થયલા મેલાવડામાં તેમને આવકાર દેવા માટે ગવાયલું ગાયન.

તોટક છંદ.

ધન દીન અધીક દિવાલીથી આ,
ગુણીરાજ તણું શુભ મુખ દીઠાં,

સુખ વ્યાપી રહ્યું અહીંઆં સઘળે,
પધરામણી થૈ નવસારી ભલે.—૧
સુખરૂપ ગુણીજન રાજ નવા,
હરીએજ દીધા દુખડાં હરવા,
ચઢતી થઇ રાજની એ પગલે,
પધરામણી થૈ નવસારી ભલે.—૨.
ધન રાજની માત તને જમના,
પદ પામી ફરી નહીં આશ છતાં,
ભલી નેમ થકી ગયું રાજ મલે,
પધરામણી થૈ નવસારી ભલે.—૩.
જશ માધરાવ તને બી ઘટે,
કરી દાખવી ગાયકવાડી ફતેહ,
હણી ગેરરીતી શુદ્ધ બુધી બળે,
પધરામણી થૈ નવસારી ભલે.—૪.
સુખથી મન ધારિયું કામ કરો,
રિજવી સુપ્રજા જશવંત ઠરો,
ઇચ્છીએ દીલથી તમ આશ ફલે,
પધરામણી થૈ નવસારી ભલે.—૫.



**નામદાર મહારાજા સયાજીરાવ પહેલ વહેલા નવસારી પધાર્યા હતા તે વેળા તેમનાં માનમાં થયલો મેળાવડો વીસર્જન થતી વેળા ગવાયલી સલામ.**

એમન કલ્યાણ—કહારવો.

રાહ—"બંગાલી બાબુ" નાં ગીતને મલતી.

છુટા પડતાં કરીએ સલામ તમો ગાયકવાડને.—ટેક.
સલામ તમને દીવાન ગુણી—સલામ તમને રાજ કુટુંબ,
સાથે કરીએ સલામ તમો મહારાજની દરબારને.—છુટા૦ ૧
સલામ સર્વે કારભારીઓ—સલામ સહુ ઓધેદારો,
વલી કરીએ સલામ અહીંના સુબા ને સરકારને.—છુટા૦ ૨

સલામ શેઠો સલામ સાહેબ–સલામ તમને સર્વ લોક,
વળી કરીએ સલામ સર્વ શ્રીમંત સાહુકારને.–છુટા૦ ૩
મળયા આજે જેવાં હેત ને માનથી આપણે સર્વ અહીં,
ચાહશે ખુદા મળશું ફરી, દુજતો રાખી પ્યારને.–છુટા૦ ૪
વખત ઝટપટ વહીજાશે ને નવાં તે જુનાં થાશે,
પણ નહીં ભુલશે "ખુરશેદ" આ તક, આ દિવસ આ વારને
છુટા૦ ૫

—∞—

**નામદાર મહારાજા સયાજીરાવ બીજી ફેરી નવસારી પધાર્યા તે વેળા જોડેલી, અને તેમનાં માનમાં થયલા મેળાવડામાં ગવાયલી.**

લાવણી.

રાહ—"સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે."

ભાઈ ચલો મળી સઉ સાથ–દર્શને જઈએ,
દેખી મહારાજનું મુખ–સુખ દીલ લઈએ.–ટેક.
આજ દીને બાળ મહારાજ–આવ્યા નવસારી,
લઈ ઠાઠમાઠની સાથ–સવારી સારી,
ગણી આપ રાજમાં અહીં–હવા ગુણગારી,
એ ગરીબ કસબા તણી–મહા બલીહારી,
ચલો મળી રૂબરૂ તન દરૂસ્તી ચાહીએ–દેખી૦ ૧
થઈ રહી છે નવસારીમાં–ખુશાલી ન્યારી,
સઉ દીએ રાજને આશિષ–ફતેહ પુકારી,
લોક દીલોમાં થઈ છે વળી–અસર સુખકારી,
ગઈ ગુજરી આગલી કીરત–દીધી વિસારી,
વીતી ગયા દહાડા અંધેર–ખુશીમાં રહીએ–દેખી૦ ૨
આવ્યા છે સયાજીરાવ–જમનાબાઈ સાથે,
ભલાં ખંડેરાવનાં રાણી–ભલાં સઉ વાતે,
પુત્રી તારાબાઈ તેમનાં–પુરાં ગુણમાં તે,
વધુરાજ કુટુંબી વળી–લઇ સંગાથે,
તે સહુને માન અકરામ–હેતથી દઈએ–દેખી૦ ૩

ધન નસિબ રંકના કે, એ—મહારાજ થાયા,
શુભ ઘડી ને શુભ દહાડે—વડોદરે આયા,
છતાં છોટપણુ દેખાય—સગુણી ડાહયા,
વધી વયે કરશે મક્કમ—રાજના પાયા,
સહુ સાથ મળી "ખુરશેદ"—ગીતડાં ગાઈએ—દેખી૦ ૪

—⸺—

## ઉપલી વેળા એજ કારણ માટે જોડેલું અને સદરહુ મેળાવડા-માંજ ગવાયલું ગીત.

ખમાચ—ઠુમરી.

રાહ—"જલ ભરનજાત જમનાકે ઘાટ, ભરી ગાગરસે આવત કામનીઆ.

આવ્યા રાજા, ખુશ થઈ પ્રજા.
દુર થઈ અઘડી, પીડ ગઈ સઘલી—ટેક.
બની નવસારી, રાજનગરી સમ,
અમ દીલ ગયાં પ્રીતે પિગળી.—આવ્યા૦ ૧
સુધારી ગાયકવાડીનો અંમલ,
ફરી હસ્તી કીધી બરોડા નગરી.—આવ્યા૦ ૨
વધી કેળવણી, ન્યાય ભિલવણી,
વળી દૂર કીધી રીતીઓ જંગલી.—આવ્યા૦ ૩
ટલિયાં અંધેર—રાજ ભિતરનાં,
સઉ તરકટી લોક ગયા ફસળી.—આવ્યા૦ ૪
જુગ જુગ જીવી—સુખરસ ચાખો,
"ખુરશેદ" માગે હરીથી કગરી.—આવ્યા૦ ૫

—⸺—

## નામદાર મહારાજા સયાજીરાવ સન ૧૮૭૭ માં નવસારી પધાર્યા તે વેળા, તેમનાં માનમાં થયલા મેળાવડામાં ગવાયલું ગીત.

લાવણી.

રાહ—"સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે."

તમ નસીબવંત મહારાજ—આજ અહીં જોઈ,
અમ કરીએ નમન દીલ દાઝ તાજ પર મોહી.—ટેક.

દેશી ગાયકવાડી રાજ-હિંદમાં મોટું,
સાલ અમુક રહી બેદાદ-તાપ તે ખોહતું,
પણ થતાં આપનો અમલ—દાઘ તે ધોતું,
થયું માન શાનમાં પુર—દુઃખ સુખ દોહતું,
થયું ફરતું ધરતીની રગે-નવું મસ્ત લોહી.—અમ૦ ૧
સંપ સંપતમાં રૈયત-ગુજારે દહાડા,
થતા જાયે નાબુદ ઝટ-રેવાજો આડા,
બંધ થયા ખરચ ને શોખ-હતા જે ગાંડા,
વધી કેળવણી તેમ ન્યાય—માન મર્યાદા,
જેમ ચાહો તમે લોકોને—તમને સઉ કોઈ.—અમ૦ ૨
છે ધરમ માત આપનાં—જમનાબાઈ રાણી,
નહી ચલાવે અંમલ તોએ—રાજ શેઠાણી,
જશવંત ખંડેરાવ તણાં—ગુણી ધણીઆણી,
પરી પુર્ણ રૂપ ને ગુણે—સખી ને શાણી,
ધન ભાગ્ય, પામ્યાં ફરી-પાદશાહી ખોહી.—અમ૦ ૩
છે સર ટી૦ માધવરાવ-દીવાન તમારા,
લોક મોઢે ગવાય તમારા-ગુણ બહુ સારા,
જોઈ સમો કરો છો દાખલ-રાજ સુધારા,
ગણે ગાયકવાડી લોક-ચળકતા તારા,
કરો જુની બેદાદી સાફ-કાટ તમ ધોઈ.—અમ૦ ૪
નવસારી લોકની વતી-દઈયે અમ દુવા,
થજો માન માયાથી પુર-વધજો ઉવા,
મરી જજો રાજ ડુબનાર-મનુષ રૂપ ડુવા,
થઈ રહેજો ભરાઈ ભરપુર-દોલતના કુવા,
સઉ રાજ વચ્ચે તમ દીપો-" બુર " સમ સોહી.—અમ૦ ૫






## નામદાર મહારાજા સયાજીરાવનો રાજ્યાભિષેક થયો તેની ખુશાલીમાં, નવસારી મધ્યે લુનસી કુઇનાં મેદાનમાં થયલા મેળાવડામાં ગવાયલું ગીત.

લાવણી.

રાહ—"કેહતારી અબલા સુનોજી દીલભર ઘરમે અલેક ભંડાર, નોકરી મત જાના સીરદાર."

મલી રે મંડળી, પચરંગ સઘળી, માતબર મોભાદાર,
માનથી મળ્યા સહુ સીરદાર.—ટેક.
સયાજીના રૂડા અમલનો રાજ્યરંગ આજે,
ભેટિયા ક્રિયાને કાજે,
ડિસેમ્બરની અઠાવીસમી તારીખની સાંજે,
રંગ શો લુનસી કુઇ બાઝે,
ભલી ભલાઈને સુખ શાંતીનો થયો આજ તહેવાર.—માનથી.૧
ઉંચ કીરતીના સુખ ભરતીના મહારાજા અપણા,
તાજના ધણી થયા હમણાં,
ટૂંક વયમાં જોયા તરેહવાર સુખવાસી સપના,
ખરે જે જાદુની ઢપના,
ભાગ્ય બદલી કર્મ ફળથી બન્યા તે સરકાર.—માનથી૦ ૨
ચાલી રહી છે, રાજ અખંડમાં, ધામધુમ ભારી,
ગાજી રહી ગાએકવાડી,
સર્વ ઠામમાં પડી આગળ બસ શોકીન નવસારી,
દાખવે પૂર વફાદારી,
કદર બુજીને વધારશે હક વડોદરા દરબાર.—માનથી૦ ૩
સલામો લેવો "ખુરશેદ" મુખે શેઠો માનવંતા,
રાખજો બાલકપર મમતા,
સૈયાજીના રૂડા અમલથી મટી મન ચંતા,
વાગે વિજયના ઘંટા,
તસ્દી લઈને આવ્યા અહીં વેર, એ મોટો ઉપકાર.—માનથી૦૪




## ઉપલીજ વેળા એજ કારણસર સદરહુ મેળાવડામાંજ ગવાયલું ગાયન.

કાલંકગડા—કહારવો.

રાહ—" છોડી બહામણકી."

મળી સુંદર સમાજ, મળી સુંદર સમાજ,
સયાજીનો રાજ્યાભિષેક, દીપાવવાને કાજ.—ટેક.
પણોતું ને નવું ટાકણું—મુબારક આજ દિવસ,
થાયો સ્વર્ગી મહીમા સરખો—ઓચ્છવ અહીં સરસ.—મળી૦૧
દહાડો ફર્યો રાજનો ને ફળી ઉમેદ આજ,
પામ્યાં સયાજીરાવ સરખા—સદગુણી મહારાજ.—મળી૦ ૨
ગાયકવાડી મુલક તમામ—આનંદમાં ચકચૂર,
દાખવે તેમાં નવસારી તો—સઉથી ચઢતું શૂર.—મળી૦ ૩
દમામ વાળો કીરતિ ભર્યો—કીધો આ મેળો,
નિશાલિયાંની હાજરીથી—દીસે રંગીલો.—મળી૦ ૪
હાજર હિંયાં બાલક સેંકડો—ને સર્વે નિશાળ,
રંગ રોનકનો બન્યો જાણે—સમુદર વિશાળ—મળી૦ ૫
મળી મિઠાઇ સાથની તેમને—એક જાહેર જ્યાફત,
વધી જેથી આ મેળાની—મજાહ ને અગત.—મળી૦ ૬
શાળાઓના નિશાળયા ને—ઉપરીઓ તમામ,
માનેછે મીજલસનો ઉપકાર—ને કરે સલામ—મળી૦ ૭
વળી સાથે દે સયાજીને—આશિષ ને દુવા,
રાજ તેમનું જુગ જુગ તપો—વધો સુખ ઉવા.—મળી૦ ૮
કહે છે " ખુરશેદ " ચાહતા રહેજો,—ને કરજો મદદ,
વધશે જેથી નવસારીની—ચઢતી ને ઇજ્જત.—મળી૦ ૯



## ઉપલીજ વેળા એજ કારણસર સદરહુ મેળાવડામાં ગવાયલું ગીત.

લાવણી.

રાહ—" ચલો પારસી પીવા તાડી, વખત નમતો છે."

ચલો છોકરા મળી સાથ સહુ—લુનસી કુઇ જઇએ,
રાજ તેહવારની ખુશાલીમાં—મિઠાઈ ત્યાં ખાઇએ.—ટેક.

આજ રોજની ઘડી શુભમાં—અપણા મહારાજા,
રાજ ગાદીપર બેસી ખોલશે—સુખના દરવાજા,
નવા નામિચા ગુણી ગંભીર—વિદ્યામાં તાજા,
રાજપદની લગામ લઈને—દિપકશે ઝાઝા,
તે ખુશીમાં હરખ ઉમંગે—ભાગ આપણ લઈએ.—રાજ૦ ૧
ધામધૂમ ને ઘમરચકરડી—મચી આજ ભારી,
ખાન પાન ને મીજલસ મેળા—પાઘા અસ્વારી,
રંગ રાગ રોશની ને રચના—સઉ જગે જારી,
ભાગ ભજવેછે સરસો સઉમાં—લેહેરી નવસારી,
વતન દાખલ આપણ સર્વે—મગરૂર બહુ છઈએ.—રાજ૦ ૨
ચલો જોશથી ઉંચકો પગલાં—પુકારો " હુરરે, "
રાજાજીની રાજ નિશાનને—શોભાવિયે પુર રે,
રાજ્યરંગનાં ગાનતાન સઉ—ગજાવિયે શુરે,
મુખડા સઉના બની રહ્યા છે—ઝલકતા નુરે,
સયાજીનાં નવાં રાજ્યમાં સંતોષી રહિયે.—રાજ૦ ૩
બોલો બોલો ભાઈ પાડી ઘાંટા—સયાજીની જય જય,
ગાયકવાડી રાજ અમલમાં—થયો નવો ઉદય,
રાજાજીની વધજો દોલત—લાંબી થાજો વય,
દુખ દરદ ને દરિદ્રતાનો—બસ થઈ જાજો ક્ષય,
પ્રભુજીને પ્રેમ ભકિતથી—વીનવીને કહિયે.—રાજ૦ ૪

—oo:oo—

## ઉપલેજ વખતે એજ કારણસર સદરહુ મેળાવડામાં ગવાયલું ગીત.

જીંજોતી—પદ.

રાહ—" શુદ્ધી આણી ફુલ જાણી નર નારી બાણોરે. "

થઈ શાદી બેઠા ગાદી સત્યવાદી શૂરા રાજ,
સુખી સદ્‌ગુણી ને—સુખી રૂડા રાજ.—ટેક.
શુભ દીન આજે—રાજ્યાભિષેકનો,
હાંરે થાયા સયાજી અમ સરની ઉપર તુરા રાજ.—સુખી૦ ૧

પાડ માનિયે—પુણ્ય પ્રભુનો,
હાંરે અરમાન અમ દીલોના કીધા આજે પૂરા રાજ.—સુખી૦ ૨
સયાજી ઉપર તો—આશ ટકી છે,
હાંરે અમ દીલોના કરજો કોડ સઘળા પૂરા રાજ.—સુખી૦ ૩
રઈઅેત તમારી—દીલથી દે આશિષ,
હાંરે ભાગ્ય તમ ખીલજો ને દહાડા ટલજો બૂરા રાજ.—સુખી.૪
મા બાપ ગણીને—માગિયે નમીને,
હાંરે દેજો હક મોટા જે રહ્યા હોય અધૂરા રાજ.—સુખી૦ ૫
રિજવી પ્રજાને—રહો સુખ સંપમાં,
હાંરે લેજો આશિષ રંકના ને જશ જયના જૂરા રાજ.—સુખી. ૬
વધારો ન્યાયથી—કીર્તિ ને દેશ સુખ,
હાંરે મારી ભુંડાઓને કરજો તેમના ચૂરા રાજ.—સુખી૦ ૭
નવસારીની વતી—ગાય "ખુરશેદ" આ,
હાંરે રૂડા રાજ્યાભિષેકના રાગો મધૂરા રાજ.—સુખી૦ ૮

## નામદાર મહારાજા સયાજીરાવ ગાદીનશીન થયા તે બનાવ માટે સન ૧૮૮૧ માં જોડેલું અને નવસારીની બાઇ નવાજબાઇ ટાટા કન્યાશાળામાં ગવાયલું ગાયન.

ગરબી.

રાહ—"મલજો મલજો મલજોરે વહાલા શયામ વહેલા મલજો."

રાજ છો રાજ છો રાજ છો રે,
તમો સયાજીરાવ મહા રાજ છો.—ટેક.
ગાયકવાડ તમ વડોદરા રાજના,
રઈઅેતના સીરતાજ છો રે.—તમો૦ ૧
ધન્ય તમ ભાગ્ય, ધન્ય તમ રાજ્ય,
સરજયા સુખને કાજ છો રે.—તમો૦ ૨
મનથી છો મોટા, બદનથી બળવંત,
રાખતા રંકની દાઝ છો રે.—તમો૦ ૩

રાજા ને વળી માબાપ સરિખા,
અમારે મનથી આજ છો રે.—તમો૦ ૪
બેઠા છો ગાદી લઇને રાજપદ,
સુણુતા આશિષના અવાજ છો રે.—તમો૦ ૫
ગાઇએ કીર્તી ને કરીએ રચના,
સુખરૂપ ખુશ મીજાજ છો રે.—તમો૦ ૬
સુધા શાહુણા વિદ્યા વર્ધક,
રાજમાં કુષલ કલાબાજ છો રે.—તમો૦ ૭
માનો વિનંતી રંક "ખુરશેદ" ની,
શોભતા સુખડે સમાજ છો રે.—તમો૦ ૮

—o-o◎o-o—

**નામદાર મહારાજા સયાજીરાવ ગાદીનશીન થયા પછી નવસારી પધાર્યા તે વેળા, ટાટા એંગ્લો વર્નાક્યુલર સ્કુલનો મેળાવડો, જે તેમનાં પ્રમુખપણાં હેઠલ ખુરશેદ વાડીમાં થયો હતો, તેમાં તેમનાં માન માટે ગવાયલું ગાયન.**

કાફી—હોરી.

રાહ—"શામ મોએ ચોરી લગાઇ, એસી હોરી ખેલાઇ."

આવ્યા આજ આપ મહારાજા,
વાજે હોળીના વાજા,—ટેક.
પધરામણીની હોળી મચી અહીં;
ખુલ્યા ખુશી દરવાજા,
ધૂમધામનો નાદ ઉડયો ઉંચ,
રંગ રાગ છે આજા—વાજે૦ ૧
દયા ન્યાની ઉડી પીચકારી,
ધર્મ રોપ થાય તાજા;
સુખશાંતીની વસંત ખિલી રહી,
ઝુરતા જીવ થાય સાજા.—વાજે૦ ૨

પધરામણીની વેંહચાય વધામણી,
બોલાય જય મહારાજા;
પણોતા પગના પૂન્ય પ્રતાપે,
ભુંડાના ગગડે હાંજા.—વાજે૦ ૩
પામી નવસારી ચીર નવરંગી,
ડંકા તે દેશ દેશ ગાજા;
રંક છતાં રાજ ભકિતમાં પુરી,
ગુણો તેના બહુ છાજા.—વાજે૦ ૪
ગાય "ખુરશેદ" નવસારી તરફથી,
હોબીમાં ગુણ મહારાજા;
ચાહે સદા તે રહેમ નજર તમ,
રાખોજી માન ને લાજા.—વાજે૦ ૫
કેળવણીની શાળા તરફથી,
દઈએ છે આશિષ સાચા;
મહારાજા રાજ કુટુંબ જીવો,
જુગપે જુગો ઝાજા—વાજે૦ ૬ +

—o-o-o-o—

**નવસારીની બાઇ નવાજબાઇ ટાટા કન્યાશાળા માટે નામદાર મહારાજાના આશીષ પ્રત્યે સન ૧૮૯૦ માં જોડેલું અને તેના વાર્ષીક ઇનામના મેળાવડામાં ગવાયલું ગાયન.**

ગરબી.

રાહ—"ગીરીધારી રે-વાત કહું છું વીચારી."

સરજનારા રે—રાજપતિને બચાવો,
રૂડું રાજ અમર એ તપાવો.—ટેક.

---

+ આ ગાયન સાંભલતાં નામદાર મહારાજાને તે એટલું બધું પસંદ પડયું હતું, કે તેમણે તેજ વેલા તે કોણે જોડયું તે વિષે પુછપરછ કરીને તે જોડનારને પોતા પાસે બોલાવવાની બહુ ખાહેશ દેખાડી હતી, પણ તે જોડનાર તે વેલા મુંબઇ હોવાથી તે ખાહેશ અંમલમાં આવી શકી ન હતી.

ગુણી સયાજીરાવ મહારાજ છે રે,
શીર છત્ર નેક શીરતાજ છે રે,
દીલે લોક કલ્યાણની દાઝ છે રે,
કૃપાળુ રે-પ્રેમે તમે તેને ચાહો.—રૂડું૦ ૧
રૈયત રમે છે આનંદમાં રે,
શિતળ વૃક્ષની થંડમાં રે,
ગુણો ગવાય છે ચોખંડમાં રે,
જયકારી દઈ-કીર્તિ અધિક દિપાવો.—રૂડું૦ ૨
એઠે વિદ્યાની ખૂબ ખેતી રે,
કીધી નહેર ન્યાયની વહેતી રે,
ખોળી કળા કુશળની પેટી રે,
શુભ ઈચ્છા ને-આશ તેની બરલાવો.—રૂડું૦ ૩
કીધી સોનેરી ગાયકવાડીરે,
બની જયા ઉજડ ત્યાં વાડીરે.
ચાતુર થઈ ગુજરાત ગાંડીરે,
ઘર વાડી તે-ફળતી પ્રેમે બનાવો.—રૂડું૦ ૪
નવાં નવીન ઉઘડ્યાં ખાતાંરે,
વિધવિધ જોડાયાં નાતાંરે,
વધી પડ્યાં સોદા ને સાટાંરે,
હોય બાકી તે-પૂર્ણ કરો ને વસાવો.—રૂડું૦ ૫
તેની વૃદ્ધિ ને ચઢતી ચાહિયેરે,
દર્શનપર વારી જઈરે,
રાજ ભક્ત સદા તેને રાહેયેરે,
લોક વાળીને-અણદીઠ ઈનામે વધાવો.—રૂડું૦ ૬

## નવસારીની બાઇ નવાજબાઇ ટાટા કન્યાશાળા માટે નામદાર મહારાજાનાં વખાણમાં સન ૧૮૯૦ માં જોડેલી અને તેના વાર્ષીક ઇનામના મેળાવડામાં ગવાયલી

ગરબી.

રાહ—"રાધાજી દાન દેવોની રે" અથવા "વહાલા રહોના વેગળારે."

તમો રામ અવતારી રાય રે—મહારાજા,
વીરલા વહાલા લોકનારે.—ટેક.
તમો રાજા ને અમો રંક છેયે,
તમો છત્ર અમો તમ છાંય રહિયે.
તમો દાન દયો અમો આશિષ દઇયે,
બની મેહુલા, હોલવો લાહે રે.—મહારાજા. ૧
તમ રાજ્યમાં અમો સુખ્યાં થયાં,
દુખ દારૂણ સઘળાં વીતી ગયાં,
કંટક ઝડાયા, ફૂલો રહયાં.
કીધો સસ્તો નીર્મળ ન્યાયરે.—મહારાજા. ૨
તમ રાજ્યમાં વધી છે કેળવણી,
આશ પુર્ણ થાએ, બંને ભવની,
ઠેર ઠેર ઉદ્યોગની થાય ધ્વની,
માતી ગાયકવાડી ગાયરે.—મહારાજા. ૩
અમ પાવન થઇએ દર્શનથી,
ખેંચાઇએ ભક્તિ આકર્પણથી,
રાજ શોભે તમ મુખ દર્પણથી,
રાજ શાંત થયું તમ છાંયરે.—મહારાજા. ૪
અમો માગિયે છે પ્રભુ બાપથી,
રાય રક્ષણ કરો પરિતાપથી,
કરો જયવંત પૂન્ય પ્રતાપથી,
તમ શત્રુનો સંહાર થાય રે.—મહારાજા. ૫

વધો વેલો વસ્તી વાડીનો,
જય વિજય વડોદરા ગાદીનો,
પુગો પ્રકાશ યશની દાંડીનો,
થજો "ખુરશેદ" આશિષ સહાય રે.—મહારાજા. ૬

---

**નવસારીની સરકારી ગુજરાતી શાળા માટે સન ૧૮૯૦ માં જોડેલું અને તેના વાર્ષીક ઇનામના મેળાવડામાં ગવાયલું ગીત.**

ખમાચ—દાદરો.

રાહ—"મેરી રે ગુઇયાં લચક લચક ચલત મોહન આવે."

ગુણી મહારાજા, જનમ જનમ પરમ આનંદ પામો,
ભરમ શરમ પુર્ણ રહો ને ધરમ ધુમ જામો.—ટેક.
તને સુખી રહો સુરજ સુખી રહો, બળ ને કળમાં વ્યાપો,
લગન સગન રહો કુટુંબમાં, વિવીધ ભલાઈ કામો.—ગુણી૦ ૧
રાજ અચલ રહો સાજ અમર રહો, તાજનું રક્ષણ થાઓ,
અગન વઘન ધરણ તહન બ્રહ્મ પ્રેમથી વામો.—ગુણી૦ ૨
ચાહા પ્રજા તણી માયા પ્રિયા તણી, શાંતીથી સદા ચાખો,
ગગન લગણ પહોંચો તમારાં યશ કીર્તિ ને નામો.—ગુણી૦ ૩
પ્રજા ભાવ ભકિત રહો નીજ વધતી, ધજા જયની ઉડો,
અમન ચમન ગમન પામો, સર્વકાલ સહુ હામો.—ગુણી૦ ૪
તોરણ ગાયન ચંદન ચોકનો-રહો તમ ઘરે વાસો,
તનન થનન વાજો વાજીંત્ર-તમ શહેરો ને ગામો—ગુણી૦ ૫

---

**નવસારીની દેશાઇ શ્રી ખુરશેદજી સ્કુલને માટે સન ૧૮૯૫ માં જોડાયલું, અને તેના વાર્ષીક ઇનામના મેળાવડામાં ગવાયલું ગાયન.**

કહાનડા—ઠુમરી.

રાહ—"ઘર જાને દે છાંડ મોરી બઇયાં."

ભૂપતિને સુખ પ્રિતે તમ પાળો,
પરમ કૃપાળુ દયાળુ ઓ પરમેશ્વર,

રાજ તાજ સંભાળો.—ટેક.
સયાજીરાવ મહારાજ અમારો,
પૂન્યશાળી લોક વહાલો,
મદદ સદા સીરછત્ર કરો તમ,
આશાની ફળવો ડહાલો.—ભૂપતિ૦ ૧
ભ્રષ્ટ કરો દુષ્ટ શત્રુની ઈચ્છા,
કષ્ટ મુળ સહુ ટાળો,
વધારી શકિત પુણ્ય ભક્તિની,
બદલો બમણો વાળો.—ભૂપતિ૦ ૨
સંપથી રાખો હસ્તો ને રમતો,
રાજ કુટુંબી માળો,
સફળ કરો આશિષ "ખુરશેદ" ના,
જનમ જનમ જશ આલો.—ભૂપતિ૦ ૩

—०<>०—

## નામદાર મહારાજા સયાજીરાવના પાટવી કુંવર ફતેહસીંગરાવના જન્મની ખુશાલીમાં જોડેલી

ગરબી.

રાહ—"ગીરીધારી રે—વાત કહું છું વિચારો."
પટરાણી રે, ભેટ નવી આજ લાવ્યાં,
પતીરાજનાં ઘેર દિપાવ્યાં.—ટેક.
ભલી ભેટ એ કૂલ દીપક છે રે,
વધુ વીજથી જેની ઝમક છે રે,
નવી વૃષ્ટીની જે પલક છે રે,
કિરતારે રે-હેતનાં કેહણ મોકલાવ્યાં.—પતી૦ ૧
અવતર્યો જાણે નંદલાલા રે,
અતી પ્રતાપી પ્રેમમય બાલા રે,
જગ બોલી ઉઠી આવ વહાલા રે,
મહિયારીઓ–માંટ દહીંનાં લઈ આવ્યાં—પતી૦ ૨

ઘેર શહેર ને સંસ્થાન સારૂંરે,
સહુ કહે બાલ એ અમારૂંરે,
અતી કોમળ કામણગારૂંરે,
જણીતાનાં રે—કેડ ને સોડ શોભાવ્યાં—પતી૦ ૩
જન મંડલ ઓચ્છવે લાગાંરે,
ઘર દરબારે વાજાં વાગાંરે,
કંઇક નસિબ નીંદ્રાળુ જાગાંરે,
દરબારે રે—ઇંદ્રપુરીનાં રૂપ આણ્યાં—પતી૦ ૪
ફુલ કલી એ ફુલ પેરે ખીલજોરે,
ધરતી માત લાડ એનો ઝીલજોરે,
" ખુરશેદ " ને સુવાસ તે મળજોરે,
તુલ ફુલજો રે—સયાજીરાવનાં વાવ્યાં—પતી૦ ૫

## મહારાજા સાહેબની રાજકુંવરીને ધન્યવાદ દેવા માટે જોડેલું ગીત.

ખમાચ—દાદરો.

રાહ—" મેરી રે ગુઇયાં લચક લચક ચલત મોહન આવે. "

રાજકન્ય તારા—ચલક ચલક ખોદાઈ ખલક ન્યાને,
શોભાવ ફલક-મલકાવ મલક-ઝલક રાજ્યસ્થાને—ટેક.
કોમળ બદન, ચંચળ જેહન, નીર્મળ આચરણો સહુ,
હલક મધુર, પલક પ્રેમી-ચટક મુખ મેદાને.—રાજ૦ ૧
બાપ સુર્ય તુંજ માત ચંદ્ર તુંજ—મહારાજા ને મહારાણી,
મુલક મુલક શોહરત ભારે-પુંજે પ્રજા દીલ જાને.—રાજ૦ ૨
સુખમાં ગરક, દુખથી અલગ—રહેજે રાજ આકાશે,
શત્રુને ઝટક, પાપીને પટક-દીપક જ્ઞાન ધ્યાને.—રાજ૦ ૩
" ખુરશેદ " પરખ, કીધી ન ફરક—બાલા તું ખરેજ આલા,
હરખ હરખ સુભાગ્ય બાલા-વળી હરખાવ દુન્યાને.—રાજ૦ ૪

## નામદાર શાહજાદા પ્રીન્સ આફ વેલ્સ ૧૮૭૫ માં આ દેશ આવ્યા, તે વેલા તે નામદારે વડોદરામાં કીધેલી પધરામણી તથા નામદાર મહારાજાએ તેની કીધેલી પરોણાગત માટે જોડેલું ગીત.

લાવણી.

રાહ—"ગુલ ચમનમે ખીલ્યુ છુપા ભરા ઝેરી હે."

તેતો લીધો નવો અવતાર—વડોદરા નગરી,
થઈ પડી મોજમાં ગરક—ટલી ગઈ અધરી.—ટેક.
પડી બંધ વખતમાં સેહજ—ગાંડી તુંજ વાતો.
થઈ બેઠી સલામત સુખી—વટાવી ઘાતો:
લીધો નવો સાથ ને સંગ—ફેરવી ફાંટો.
છુટી જુના સાથથી ઝટ—મારીને લાતો;
ધરયાં સલુક, સુધારી સહુ—સ્થીતિ બીગરી—થઈ૦ ૧
ગયા હેતે લેવા તુંજ ભેટ—વલી શાહજાદા.
દીધો રાજ દેશીમાં તુંને—દરજ્જો જ્યાદા:
થઈ પડી એવડી તારી—માન મરયાદા,
બની મોજ મજાહથી મસ્ત—પુરા પાંચ દહાડા:
રહી ગાજી આખી ગુજરાત—ચહડી તું દીકરી—થઈ૦—૨
ભાયગશાલી સયાજીરાવ—જોયો એ અવસર.
ભાયગસાલી તું જમનાબાઈ—પામી એ છતર:
ભાયગસાલી દીવાન માધવ—રચ્યો ખુબ હુન્નર.
ભાયગસાલી મલી ગયા સાથ—સંજોગો સન્નર:
ભાયગસાલી નેમ વાઈસિરાયે—ટાકી જે પકડી—થઈ૦—૩
બરોડાની છે એ ચહડતી—ઘણાને તાના.
ગાયકવાડ અને નીજામ—વયે છે નાના:
ગયા ફાવી ગાયકુવાર—બની ખુબ દાના.
એબી ખેલ તારો હીકમતી—ચતૂર જમાના:
વધો તમો પણ દેશી રાયા—ચાલો જો સુધરી—થઈ૦—૪